# Government Of the world.

સ્વામી

આનંદાનંદ-સરસ્વતી.



## Gita-sun-git Of anandanand.

# Government Of the World

અથવા

## આનંદાનંદ-સરસ્વતી



### Gita-sun-git Of anandanand.

### -મૂર્તિમંત ભીતી-

રમ્ય મૂર્તિ નાથની, શી દૃષ્ટિએ તરી રહી,
દિવ્ય કાન્તિ કાન્ત કેરી, આ હૃદયે રમી રહી—રમ્ય.
જોતો વાયુમાં ઉડન્તિ, જોઉં વારીમાં તરન્તિ,
આસપાસ એ હસન્તિ, જ્યાં ત્યાં વિલસી રહી—રમ્ય.
વૃક્ષમાંહી વૃક્ષ રૂપ, અનળમાં અનળ સ્વરૂપ,
તેજમાંહી તેજ રૂપ, સર્વમાં સમી રહી—રમ્ય.
આ વિધિ સમીપ રહીને, સાથ સર્વદા થઇને,
અંકમાં રમાડી મને, નિજ સ્વરૂપ કરી રહી—રમ્ય.
ગીતામાં ગ્રહ્યું વચન, દીધું તન મન ધન,
ગુરૂ સંગીત આનંદાનંદ, સરસ્વતી શોભી રહી—રમ્ય.

લી૦ દેખાય છે તે બધા,

-આનંદાનંદ-

## ગજલ.

પધારો આત્મ બંધુઓ, પ્રભુની યજ્ઞશાળામાં;
પીયો પિયુષનો પ્યાલો, પ્રભુની યજ્ઞશાળામાં–પધારો.
પ્રભુ આચાર્ય છે પોતે, વળી છે યજ્ઞ પણ પોતે;
બની યાજક તમે પોતે, પધારો યજ્ઞશાળામાં–પધારો.
પ્રભાતે ઉઠજો વ્હેલા, બરાબર પાંચને ઘંટે;
કરીને દેહની શુદ્ધિ, બિરાજો યજ્ઞશાળામાં–પધારો.
ધીમેથી શાંત ચિત્તેથી, મનઃસંયમ કરી લેજો;
પછીથી ઉતરો ઉંડા, હૃદયની દિવ્યશાળામાં–પધારો.
ઉચ્ચારી શબ્દ ત્યાં સોહં, અજપા ધુનમાં ડોલો;
નિરંજન જ્યોતિ દેખાશે, તમારી બ્રહ્મશાળામાં–પધારો.
ટપકશે જ્યોતિથી બીંદુ, પીજો સંપૂર્ણ પી લેજો;
અજરતા પામશો વ્હાલા, અનેરી આત્મશાળામાં–પધારો.
ધુધવતો બ્રહ્મસિંધુ ત્યાં, ઉછાળા મારતો જોશો;
ડુબી તરબોળ થઇ રહેજો, વિલાજો એજ સાગરમાં–પધારો.
ખુમારીની ગ્રહી મસ્તી, ઉઘાડો નેત્ર ધીરેથી;
ભલે મ્હાલો પ્રભુમય થઇ, પ્રભુની વિશ્વશાળામાં–પધારો.

## આજ કરીલો, આજ કરીલો.

આશ ન રાખો, આશ ન રાખો, કર્મતણા ફળની કંઇ ઉર;
ફળથી નિસ્પૃહ રહી સદાયે, પ્રયત્નથી રહો કદી ન દૂર.
જયાં વાદ્ય ત્યાં રણકાર છે, જયાં શબ્દ ત્યાં પડઘો સદા;
જયાં શ્વાસ ત્યાં નિશ્ચય શરીર, છે કાર્ય ત્યાં ફળ સર્વદા.

જગની ટીકા પ્રતિ વ્યર્થ દૃષ્ટિ, ને કદી ના વાળવી;
નિષ્કામ કર્મે રત રહીને, વૃત્તિ યશની ખાળવી—આશ.
જો સૂર્ય બનશો તો પ્રણમવા, વિશ્વ આખું આવશે;
જો ચંદ્ર થાશો ચાંદનીમાં, મ્હાલવા કંઇ આવશે.
નિર્મળ ઝરા રૂપે વહેશો, કંઇ તૃષાતુર આવશે;
જ્યોતિ રૂપે ઝળકશો તો, કંઇ પતંગો આવશે—આશ.
હીરા વિશે રહી યોગ્યતા, હો કોયલામાં તે છતાં;
શ્રમ સહી સહીને પણ જનો, તેને પ્રગટમાં લાવતા.
માટે સુપાત્ર બનો તમે, ફળ કેરી ઇચ્છા ત્યાગીને;
ફળ પામશો વિજયી થશો, આ વિશ્વને ઉજાળીને—આશ.

ગજલ.

દિલદાર દિદાર દિખાદે, આશક પડા હું શંકર;
નજરોંસે નજર મિલાદે, આકે ખડા હું શંકર—દિલ.
સુનતા નહિ તું માલીક, કિનકો પીછે સુનાવું;
તેરી ચશ્મ જંજીરોંસે, મય તો જડા હું શંકર—દિલ.
સર કિસ તરહ ઝુકાવું, કભી સામને તું આકે;
રહવે ખડાતો કૈસે, નયનો મીલાવું શંકર-દિલ.
ખાયશ વહી હૈ દિલમેં, મીલનેકા મૌકા વ્હાતા;
તું હૈ મગર ઉધર મય, ઇધર અડા હું શંકર—દિલ.
માલીક પુરા તું મેરા, મયતો હું ચેરા તેરા;
જયાદા કહું કયા તુજસે, સબસે બડા તું શંકર—દિલ.

આયા કરો હજરતો મેરીજાન.

વેશ ધારી વેશ તું ધરે નવા નવા,
ધરે નવા નવા, દિવ્યતા પ્રસારવા—વેશ.
નામ રૂપથી અતીત છે તું સર્વદા,
છતાંય શબ્દ સ્વાંગ તું ધરે નવા નવા—વેશ.

નિત્ય મુક્ત તું ન બદ્ધ કો થકી કદા,
અકથ ભવ્ય રંગ તું ભરે નવા નવા—વેશ.
કાળનોએ કાળ મહાકાળ તું ખરો,
મૃત્યુનેય દેતો ત્રાસ તું નવા નવા—વેશ.
સવીતૃ કેરૂં ભર્ગ તુંજ જીવનનો ઝરો,
જ્યોતિ પુંજ તું પ્રકાશ દે નવા નવા—વેશ.
સર્વ વ્યાપી તું દિગંત માંહી ગર્જતો,
ગગન ભેદી નાદ તું કરે નવા નવા—વેશ.
વારી જાવું હારી જાવું તું પર પ્રાણુ હો,
દિવ્ય જ્ઞાનના પ્રસાદ દે નવા નવા—વેશ.

## પાતલીયા પરિશ્રમ.

ઇષ્ટ સમર્થ શીરે લહે તેને, રાત્રી દિવસ, આનંદ છેર,
વિશ્વ વિરોધી ભલે થતું તોયે, તેને ન ઉર આક્રંદ છેર.
ખાવાની, પીવાની, દ્રવ્ય કમાવાની કે રક્ષવાની,
રે........ચિંતા નથી, માથે પતિ—ઇષ્ટ.
અત્તરના કુંડમાં પડયો તેને, કયાંથી પછી, દુર્ગંધ છેર,
દુખ શું આવશે, કાળ શું ફાવશે, કોણુ નચાવશે,
રે........રક્ષા થતિ, જયાં ઇષ્ટથી—ઇષ્ટ.
દશ દિશ રક્ષક પ્રભુ ન જુવે, દેખતા તે, પણુ અંધ છેર,
સૂર્ય ન ઘૂડને દુખ છે મૂંદને, જુવે જે કુડને,
રે........વ્યાપિ ચિતિ, કયાં છે ભીતી—ઇષ્ટ.
પોતાનું ભિન્ન પણું લઇ ઘુમે, ત્યાં લગી આ, ભવ બંધ છેર,
ઈષ્ટમાં અળપાતા, ભિન્નત્વ વિલાતા, દુખો ન સહાતા,
રે........વદે શ્રુતી, અનાદિથી—ઇષ્ટ.
આનંદાનંદને ભજીને ભયથી, ધ્રુજે તે, મતીમંદ છેર,
ભકિતએ ખોટી છે, ભવાઇ મોટી છે, ફાટેલી ટોટી છે,
રે........જોજે મથી, મહામતી—ઇષ્ટ.

## અલી ! આમ રીસાઇએ.

સખી ! આવી રીતે પ્રિયતમ વશકરીયે સ્નેહસંબંધે બાંધી,
કદી ભિન્ન પડે નહીં એવાં દઇયે, હૃદયથી હૃદયને સાંધી–સખી.
શાથી રીઝે અને શાથી ખીજે એ તપાસીયે બહુ ધ્યાને,
અનુકુળ વર્તન કરતા મોહન મગદુર છે ના માને–સખી.
ભલે દુખ એ દે પણ આપણ સુખરૂપ તેને લહીયે,
રડાવવા એ કરે ઉપાયો, તેમ આપણ હરખાઇયે–સખી.
માગ્યા પહેલાં બધુંજ પ્રભુચરણોમાં મુકી દઇયે,
ભલે બતાવે એહ વિમુખતા, આપણ અભીમુખ રહીયે–સખી.
વિરોધનું કારણ પ્રગટયે ઝટ આપણ મનાવી લઇયે,
મનાવવા પ્રિયતમને એમાં સપાડું છે શું કંઇએ–સખી.
પ્રભુ આપણા અને સદાએ આપણ તેના છૈયે,
રીઝાવી પ્રભુસહ રમીયે, નહીંતો જીવન હારી જઇયે–સખી.

### આશ ન રાખો, આશ ન રાખો.

આજ પધારો, આજ પધારો, આનંદાનંદ ગુરૂ મમ ઘેર;
નામજ લેતા મુખ મલકાયે, એજ હમારે લીલા લ્હેર.
જયાં પ્રેમ ત્યાં આનંદ છે, આનંદ ત્યાં ઇશ્વર સદા;
આનંદથી સાક્ષાત ઇશ્વર, થાયે અળગા ના કદા.
પ્રભુ તે આનંદાનંદ છે, આ સર્વ તેના રૂપ છે;
આનંદથી નવ દૂર તે, આનંદ જેના ભૂપ છે–આજ.
આનંદ આનંદ સૌ કહે, એથી વધુ શું સુખ છે:
નમવાણીમાં આનંદ તો, મારે પછી શું દુખ છે.
આનંદને જોઇ મુખ તારૂં, જો કદી હસતું હશે;
આ જગતમાં આનંદને, પછી સુખ બીજું શું હશે–આજ.

૭

માતા પિતા આનંદ આનંદ, બાળકો આનંદમાં:
આનંદ વિણ હું અન્યને, ભાળું નહીં આ જગતમાં.
સમય સમયની છાંયડી, સુખ દુઃખ આવે જાય છે;
જ્ઞાની જનો આનંદથી, તેને ઓળંગી જાય છે—આજ.

## —રમ્ય મૂર્તિ નાથની—

What a fine image of God
I see before my sight
Fine the face of God is seen
To give me ever shine and light-What
I see It flying in the wind
Again in water too swimming
Laughing It all around and round
Watching me all the day and night-What
In the tree He is the tree
Even from fire He's not free
Shines It also in the light
Here and there He has the right-What
In this way being with me
Giving His help always I see
Keeping me ever in His breast
He has given me all His rights-What
I promise to pay the song
All that is with me along
Guru-sun-git Of anandananD
Saraswati giving Her light-What

SWAMI
ANANDANAND SARASWATI

# Shriman guru U patra bhagwan.

## સર્વ અક્ષરાધિપતિ મહારાજાધિરાજશ્રી



## H. I. M. THE SUN.

પ્રકટકરનાર:—જરીવાલા વીઠલદાસ ઝીણાભાઇ ભાવનગરી,
શાંતીનાથની દહેરા નિચે, પાયધુની, મુંબઇ, નં. ૩.

છાપનાર:—મગનલાલ જગજીવનદાસ,
શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૮, નાગદેવી રસ્તો, મુંબઇ.
[ ૧૮૨૩-૧૭ ].